'સુબોધ વાર્તામાળા' પ્રથમ પુષ્પ.

# આદર્શ-દંપતિ

## રમા-રમેશ.

લેખક તથા પ્રકાશક:-

અંબાશંકર નાગરદાસ પંડ્યા.

મુ. માણસા— મહીકાંઠા.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

સંવત ૧૯૫૬—સને ૧૯૦૦.

કીમત રૂ. ૦-૨-૦.

# " આદર્શ-દંપતિ "

## 'રમા-રમેશ'

તન રોગી શિર શત્રુતા, ધન આવે ન જાય;
પણ જો સંપ કુટુંબમાં, શિતળ રહે સદાય.

—કવિ દલપતરામ.

રમેશ બી. એ.ની પરીક્ષામાં પાસ થયા પછી કાયદાનો અભ્યાસ મુંબઈમાં રહીને કરે છે. તે આજે પોતાના વતન રામનગરમાં આવ્યો છે. પત્નિ રમા, તેને પોતાની વિતક વાત અને ઘરમાં થતો અન્યાય સંભળાવે છે.

* * * *

વ્હાલા ! હવે તો આ દુઃખ મારાથી નથી સહેવાતું, નથી કહ્યું જાતું. બીજું તો શું પણ કાલેજ ગણેશ પંતને ત્યાંથી મિઠાઈ આવેલી, તે બારોબાર ભાઇના રૂમમાંજ પહોંચી. મારે તો કંઇ નહિ, પણ તમારો નાનો મિઠાઇ જોઈ રડવા લાગ્યો, તોએ તમારા ભાઇ કે ભાભીએ એક કડકો સરખો પણ તેના હાથમાં ન મૂકયો. નાથ ! છોકરાંને પણ આમ કરે, તે મારાથી નથી ખમાતું ! ઘરમાં આખો દહાડો વૈતરાની માફક કામ તો કર્યા કરૂં છું; તેની કોઇને ગણતરી નથી, અને ઉલટાં સૌ હરેક મિષે મને

દબાવતાં રહે છે. તમારાં બા બિચારાં ભોળાં એટલે તમારાં ભાભીની મીઠી જીભમાં મોહી પડી ખરૂં ખોટું જોતાં નથી ને મારા ઉપર તમારી હાજરી ગેર હાજરીમાં કેર વરસાવે છે!!!

નાનો અને બુચી રોજ તમારા ભાઈના મોટા છોકરાને હાથે ટીપાઇ જાય તેમાં મારાથી શબ્દ તો ન કહેવાય પણ તમારાં બા કે બાપાએ કંઇ ન કહી શકે, એવો રસિકા ભાભીનો રોફ છે! નાથ વધારે તમને શું કહું?"

રમા એટલું કહેતાં કહેતાં રોઈ પડી તેનું આ કહેવું ને રોવું સઘળું સત્ય હતું 'સત્ય હતું' એમ કહેવાનું કારણ એ કે ઘણાં બૈરાંઓ ઘરમાં પોતાનું ચલણ વધવા માટે પતિને સાચું ખોટું કહી ભમાવે છે, ને વધારે ખાત્રી થવા રડવાનું પણ ઝપાટામાં લાવે છે. રમા તેવી જુઠી સ્ત્રી નહોતી.

પત્નિના કરુણાજનક સ્વરથી બોલાએલાં ધીમા વચનોથી કાયદાનો અભ્યાસ કરનાર રમેશ પીગળ્યો પણ તેને શો જવાબ આપવો, અથવા તેની ફરીઆદનું શું નિરાકરણ કરવું તે એકદમ તરત તો તેને ન સૂઝયું. કારણ કે માતા આગળ પત્નિની તરફેણમા એક પણ શબ્દ બોલવાનું સાહસ, ગમે તેવો કુશળ પણ કુળવાન આર્યયુવક કરી શકતોજ નથી અને કદાચ બોલવાનું સાહસ કરે તો તે સપુત જ ગણાતો નથી એવું અમારા લોક માને છે.

થોડીવાર વિચાર કરી રમેશે કહ્યું "વ્હાલી! અત્યાર સુધી જેમ તું સહન કરતી આવી છે, તેમ થોડો વખત સહન કરી લે, હવે એકાદ વર્ષ પછી તો હું વકિલ થઇશ અથવા કંઇ નોકરી લઇશ, પછી તારે ફરિઆદ કરવાનું કાંઇ રહેશે નહિ."

પતિનાં આટલાંજ વચનોથી ડાહી રમાનું હૃદય પ્રફુલ્લ થયું, બધું દુઃખ ભૂલી જવાયું, ને હર્ષમાં આવી ગઇ હોય તેવી દેખાઇ.

અહા! ધન્ય આર્ય રમણી ધન્ય! ત્હારૂં માયાળુ મન ત્હારી પતિભક્તિ, અને પતિનાં મીઠાં વેણોથીજ માત્ર બધું દુઃખ વિસરી જનારો ત્હારો સહનશીલ સ્વભાવ બીજે કયાં છે?

× × × ×

બીજે દહાડે સવારે રમેશ પોતાના મોટાભાઇ સ્વાર્થદાસની પાસે બેસી ઇંગ્રેજી છાપું વાંચતો હતો, અને જાણવા જેવા સમાચાર હોય તેનું ગુજરાતી કરીને મોટા ભાઇને સમજાવતો હતો. એજ વખતે રસિકા ભાભી ચાનાં પ્યાલાં લઇને આવ્યાં. સ્વાર્થદાસના બે પુત્રો બિહારી ને મનુ અગાશી પાસેનાં ખંડમાં હીંચકાપર બેઠા હતા.

રમેશના બે બાળકો નાનો અને બુચી ત્યાં જઇ પોતાને હીંડોળે બેસાડવા માટે બિહારીને કાલાવાલા કરતાં હતાં. વાચક! ચાલો આપણે પણ તે સાંભળીએ.

નાનો—બિહારી ભાઈ મને બેસાલોને.

બુચી—( વચમાં બોલી ઊઠી ) ભાઈ નાનુ રે'વા દે બિહારીભાઈ ના કહે છે, માટે બેસીશ માં. જોને મનુભાઇએ તને તે દિવસે હિંડોળે બેસાડયા પછી ધક્કો માર્યો હતો તે ભૂલી ગયો કે ?

બિહારીએ જાણ્યું કે (અગાશીમાં નજીક બેઠેલા) રમેશ કાકા આવી વાત સાંભળે તે ઠીક નહિ માટે તેણે બુચીને બોલતી અટકાવવા ઇશારતથી ચુપ કર્યું.

મનુ બોલ્યો—બુતી ! તાલા નાનુલાનો આ હિંદોલો નથી. જા તાલી જા. આંઈ ચું કામ આવી ? જા માલા બાપાને કહી દઈશ. માલી લશિકાને કહી માલ ખવલાવીશ.

નાનો મનુ કરતાં પણ વધારે નાનો હતો. તેને હિંડોળે બેસવાની વધારે ઇચ્છા થઇ ને તે હિંડોળા પાસે ગયો. મનુના હાથમાં પથ્થરની પુતળી હતી તે નાનુને મારવા જતાં અગાશીના બારણામાં થઈ બારોબાર સ્વાર્થદાસના કપાળમાં વાગી. આથી રસિકાએ ઘરમાં ધમધમાટ મચાવી મૂકયો. બે દહાડા કુટુંબને મળવા આવેલ રમેશને પણ ચાર પાંચ ચોપડાવી અને રમાને પણ વગર વાંકે બાકી ન મૂકી. રમાએ જેઠાણીનાં કઠોર વચનો મુંગે મોઢે સહ્યાં એટલે તેને, 'બોલે નહિ પણ બોળી મારે ' એવી ગણી. સાસુએ રમાનો કશો પણ વાંક નહોતો એટલે રસિકાને સહેજ ઠપકાની ઢબે કહ્યું

મોટી વહુ હવે પડતુ મૂકો. પુતળી વાગી તેમાં રમાએ શું બગાડયું છે? રમાનો શો વાંક?

બસ, સાસુનાં વચનો સાંભળીને રસિકાએ વધારે જીભ્હા વાપરવા માંડી. રમેશે માનો પક્ષ લઈ વાજબી રીતે ભાભીને સમજાવવા ધાર્યું, પણ તે એક બે શબ્દો બોલવા ગયો ત્યાં તો રસિકાએ વાગધારા છોડી મૂકી.

આખું કુટુંબ આજ ઉદાસ બની ગયું.

એમ સૌ મનમાં મનમાં ધૂંધવાવા લાગ્યું. ભાણા પર બેસીને રોજના જેટલું કોઇએ ખાધું પણ નહિ.

કજીઓ નામ કુહાડા સરખું,
તીક્ષણ ધારવાળું,
હતો ઘરને હણે હમેશાં
કજીઆનું મો કાળું.

(જુની કવિતા.)

વાચક! આમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. આર્ય સંસારમાં જે જે ઘરોમાં કેળવણી નથી, અથવા તો જ્યાં વડિલ વૃદ્ધ વર્ગનો દાબ નથી ત્યાં રોજ આવા ‘બખાળા’ નજરે પડે છે. અને તે શમાવવાનો સૌથી સારો ઇલાજ સ્ત્રીઓ કેળવણી પામે ‘માત્ર ભણેજ નહિ’ ડાહી, સુશીલ અને સંપના ફાયદા સમજનારી થાય ત્યારેજ આવા કંકાસ થતા અટકે. અસ્તુ.

આ બનાવથી રમેશને પત્નિનાં આગલી રાતના કથન-પર ઘણો વધુ ભરોસો પડયો, અને ભાભી રસિકાના દુર્ગુણોપર ધિક્કાર છૂટયો. આવા ત્રાસમાંથી બચાવવા હાલમાંજ પોતે પત્નિને મુંબઈ સાથે લઈ જવા ધાર્યું, પણ તેમ કરવા જતાં ખર્ચ વધી પડે તે વાત કોઇ રીતે ન પરવડે તેવી હોવાથી બંધ રાખ્યું.

'પત્નિને અહિં રાખવાથી તે વધુ દુઃખી થશે' એ વિચારોથી રમેશ મુંઝાયો. અને તેથી પોતે ભણતર પડતું મૂકી નોકરી લેવાનો વિચાર કરવા લાગ્યો. અને તે બાબત રમાને પણ જણાવી. તેના ઉત્તરમાં રમાએ પતિને કહ્યું, નાથ! મારી ઉપર ગમે તેટલું દુઃખ પડશે તો તે હું સહન કરી લઇશ પણ એટલાજ કારણ માટે આપનો અભ્યાસ પડતો મૂકવાની હું 'હા' નહિ કહું.

પત્નિનાં વચનથી રમેશ બહુજ આનંદ પામ્યો, અને પોતાને આવી ગુણીયલ પત્નિ મળી છે તે માટે અંતઃકરણથી ઈશ્વરનો આભાર માનવા લાગ્યો. રમેશ એકાદ અઠવાડીયું રોકાઈ, ઘરમાં થતા કલહ ને રમાપર ગુજરતા જુલમને નજરે જોઇ પાછો અભ્યાસ અર્થે મુંબઈ ઉપડી ગયો.

રમેશના પિતા જયશંકર સરકારી નોકરીમાં હતા, અને વાર્તાનો આરંભ થયો ત્યાર પહેલાં ત્રણેક વર્ષથી પેન્શન લઇ પોતાના વતન રામનગરમાં આવી રહ્યા હતા.

સ્વાર્થદાસ ખરેજ સ્વાર્થદાસ હતા. તેઓ ઝાઝું ભણ્યા નહોતા. પણ સાસરાની વગથી રામનગરમાંજ ત્રીશ રૂપીયાના માસિક પગારથી કારકુનગીરિ કરતા હતા. આઠ વર્ષથી તેઓ નોકર હતા, પણ પગારમાં આજસુધીમાં પાંચ રૂા. નું પ્રમોશન મેળવી શકયા હતા.

રસિકા તે ખરેખર કજીયામાં રસિકાજ હતાં, પણ જ્યાં સુધી તેનો મીજાજ ઠેકાણે રહેતો ત્યાંસુધી તેમની જીભ પર 'અમ્રત' વસતું. આ કારણથી અપરિચિત માણસો બે વહુરોની પરીક્ષા કરવામાં ભૂલતા. સ્વાર્થદાસનાં માતુશ્રી ગંગા–ગંગા જેવાં પવિત્ર પણ બહુજ ભોળાં હતાં. નાની વહુ રમા કરતાં મોટી વહુ રસિકા વધુ હોશિઆર ડાહી ને ઘરરખુ છે, એમ તેઓ માનતાં. રસિકા, સાસુને પણ ઘણીવાર ધમકાવી પાડતી પણ પાછળથી મીઠા શબ્દો બોલી ભોળાં સાસુને 'સારૂં લગાડતી' અને સાસુ પણ વહુનો વાંક ભૂલી જતાં.

ઓહો ! આવાં ભોળાં રત્નો પણ આપણા આર્ય સંસારમાં ભર્યા છે. તેઓનાં ચિત્ત મહાત્મા જેવાં કહીએ તો પણ ચાલે કારણ કે તેમને મન બધાંજ સરખાં અથવા તેઓ અવગુણ કરનારનું પણ ભલુંજ બોલે છે ! એ કેવાં ભોળાં ઉદાર દિલ !

× × × ×

'રમેશને મુંબઈમાં તાવ આવે છે' એવા ઉડતા ખબર સ્વાર્થદાસ સવારમાં શાક લેવા ગયો ત્યાં તેણે સાંભળ્યા. ને ઘેર આવી પિતાને કહ્યા. ઘરમાં પણ તરત એ વાત ફેલાઈ ગઈ. ગંગા 'ભોળાં માતા' રડી પડયાં અને પુત્રની સારવાર કરવા પોતે મુંબઈ જવા પતિની સલાહ પૂછવા તૈયાર થયાં.

રમાને પણ આવે વખતે પતિની સેવા અર્થે જવાની ઇચ્છા થાય એ તદ્દન સ્વાભાવિક હતું. તેણે બ્હીતે બ્હીતે સાસુને કહ્યું-સાસુજી ! હું પણ નાનુને લઇ તમારી સાથે આવીશ ને બુચી તો અહીં રહેશે. સાસુ જવાબ આપે તે પહેલાં રસિકા બોલી ઉઠી-તમારા વગર ત્યાં શું અટકી પડયું છે જે જવાને તૈયાર થઈ જાઓ છો. સાસુજી જાય છે તે શું થોડું છે? તમે જઇને શું કરી આવવાનાં હતાં? ઉલટું પરદેશમાં-એવા માંદગીના અવસરે તો આપણે વહુવારૂ તો ભારે પડીએ. ને તમો જાઓ તેમાં તેમની તકલીફ વધે.

ગરીબ વહુની અરજી નામંજુર થઈ, તેના મોઢાને તાળું દેવાયું.

વાચક ! વિચાર કરો કે રમાને રસિકાએ ( વગર હકે ) આપેલા જવાબથી શું થયું હશે ? બીજી સામાન્ય સ્ત્રી હોય તો અત્યારે શું ને શું કરી મૂકયું હોય, અને કોઈને પૂછયાએ વગર સાસુ પહેલાંજ પોતે જવા તૈયાર થઈ ગઇ હોત પણ રમા બહુજ નમ્ર ને આજ્ઞાપાલક યુવતી હતી જયશંકરના

અભિપ્રાય પ્રમાણે સ્વાર્થદાસ અને તેની મા (પોતાની પત્નિ) ને મુંબઈ મોકલવાનું ઠર્યું ? રમેશને તરતજ પ્રથમ તો તાર કરવામાં આવ્યો. "તમને કેમ છે ? અમે આવીએ છીએ" તાર રિપ્લાઈ કરેલો તેથી વળતો જવાબ થોડાજ કલાકમાં ફરી વળે તેમ હતું.

પતિને મુંબઈ જવાનું થયું અને તેઓ તૈયાર થયા પણ કંઈ સલાહ ન લીધી માટે રસિકાને તેના પર જરા ગુસ્સો ચડયો, અને તે સ્વાર્થદાસ ઓરડામાં કપડાં બાંધવા આવ્યો ત્યારે તેણે તેને કહ્યું. ( ચાલ વાચક ! રમા-રમેશની વચ્ચે થતી વાત તેં એકવાર સાંભળી છે. હવે એક આ નામૂનો પણ જો. )

રસિકા—શું તમારે મુંબઈ જવું છે ?

સ્વાર્થ૦—હું ક્યાં મારીજ ઈચ્છાથી જાઉં છું. પિતાની એમ આજ્ઞા છે કે મારે જવું.

રસિકા—તે પિતાની એમ આજ્ઞા હોય તેથી શું ? ( મ્હારી ક્યાં છે ?!!!) મેળે મેળે શેનાં ડહાપણ કરી 'હા' પાડી તૈયાર થઈ ગયા. બળ્યું પરણીને લાવ્યા છો તે મને રાંડને પૂછવું તો જોઈએ ના.

સ્વાર્થ૦-હવે એમાં ત્હને શું પૂછવું'તું ? હું ક્યાં ત્યાં બેસી રહેવા જાઊં છું ? રમેશને જો આરામ પર વાત હશે તો બે દહાડે ચાલ્યો આવીશ અને નહિ તો તેને અહિં લાવીશ.

રસિકા—બહુ સારૂં લ્યો. મોટી મોટી વાતો કરતાં બાવડી છે, ભાઇને ત્યાં એવું શું થઈ ગયું છે જે બબ્બે જણાં ત્યાં સુધી ભાડાં ખર્ચવા ને હેરાન થવા જાઓ છો, નહિ કોઇને તાવ આવતો હોય ? આવી તો ધમાલ શાહજાદા માટે પણ ન હોય. ભાઈ હજી રળીને તો લાવતા નથી ને તેનાં આટલાં બધાં માન !!!

સ્વાર્થ૦–રળીનેયે લાવશે, પણ તેમાં તારે આટલી બધી શી પંચાત !!!

રસિકા–ઠીક ! ઠીક ! લ્યો જાઓ તમે તમારે પણ મારા બિહારી ને મનુ માટે મુંબઇમાંથી સારાં રમકડાં લાવવાનું ભૂલી જશો નહિ

× × × ×

બસ આટલોજ નમુનો યોગ્ય ગણાય. ઘણી વાર રસિકાનું ટેંપરેચર વધી જાય ત્યારે અમે લખતાં લજાઇએ એવા શબ્દો પણ રસિકા ( અને તેના જેવી બીજી બૈરીઓ ) પોતાના પૂજ્ય પતિ તરફ અચ્છી રીતે વાપરે છે.

તાર આવવાનો જે ટાઇમ ધાર્યો હતો, તે ટાઇમે તાર ન આવ્યો, તેથી સૌનાં મન બહુજ ખીન્ન થયાં. સાંજે પથારીમાં સૂતાં પતિનું આરોગ્ય ઇચ્છતી, અનેક પ્રભુને કાલાવાલા કરી પતિપ્રભુનું દીર્ઘાયુ માગતી રમા સ્વપ્ન-નિદ્રામાં પડી.

૧૧

આજ સવારની ગાડીમાં સ્વાર્થદાસ પોતાનાં માતુશ્રી સાથે મુંબઈ જવા માટે સ્ટેશન પર આવવા જ્યાં ઘરમાંથી બહાર નીકળે છે ત્યાં તાર વાળાએ સ્વાર્થદાસના હાથમાં તાર આપ્યો.

રમેશના કંઇ માઠા સમાચાર તો નહિ હોય એવી કલ્પના માત્રથીજ ઘરમાં સૌના અને રમાનાં અંતઃકરણમાં મોટો ધ્રાસકો પડયો. તાર કોઇની પાસે વંચાવ્યો તેમાં નીચે પ્રમાણે હતું

'કોઈ આવશો નહિ, મને ઠીક છે.'

રમેશનો તાર સાંભળ્યા પછી સૌના ખોળીયામાં જીવ આવ્યો. એક સેકંડ પહેલાં (તાર જોતાં) જેમનાં હૈયાં અતિ ધડકતાં હતાં; તે તાર સાંભળ્યા પછી શાન્ત થઈ ગયાં.

પરમાત્માની એ પણ એક લીલા!

× × × ×

આજે રસિકાના ભાઇ ગુલાબરાય આવ્યા હતા. રસિકા ભાઇની તહેનાતમાં રોકાઈ હતી. સાસુજી દેવમંદિર અને સ્વાર્થદાસ શાક લેવા ગયા હતા. જયશંકર બે દહાડાથી અમદાવાદ કંઇ કામસર ગયા હતા. રમા રસોડામાં પેઠી હતી.

જયશંકરને સાધારણ રીતે મરચાં ખાવાની ટેવ વધારે હતી. તેથી નિત્યની ટેવને લઇ રમાથી આજે પણ દાળ

શાકમાં વધારે મરચાં પડી ગયાં. ગુલાબરાયને હરસનો વ્યાધી હતો; અને વળી પહેલેથીજ તેને મરચાં ખાવાની આદત નહોતી. એટલે જમતાં જમતાં તિખાશને લીધે ગુલાબરાયની આંખ નાકમાંથી પાણી નીકળી પડયાં. ભાઈની આ સ્થિતિ જોઈ બેન રસિકાએ રમાપર વાગ્ધારા છોડી મૂકી. રસોડામાં પેઠેલી રમા, પરાયા–મેમાનના દેખતાં જેઠની હાજરીમાં પોતાના પર થતો વાકપ્રહાર મુંગે મોઢે સહન કરવા લાગી.

લગભગ અરધોક કલાક સુધી રસિકાએ અનેક કઠોર વચનો રમાને કહી સંભળાવ્યાં, તે બિચારીએ કશો પણ સામો જવાબ વાળ્યો નહિ, પણ તેને બહુ ઓછું આવ્યું, તેની આંખમાંથી શ્રાવણ ભાદરવો ચાલી રહ્યા. મ્હોં લાજનો ઘુમટો તાણેલ હોવાથી કોઈએ દીઠું નહિ.

રમાને બિચારીને પિયરમાં પણ કોઇ નહોતું કે આવા દુ:ખમાંથી છુટવા બે દહાડા ત્યાં જઈ આવે.

પતિને ઘરમાં બનતી આવી હકીકત લખી તેમના જીવને કલેશ કલેશ કરાવવો એ રમાને ઠીક લાગતું નહિ અને તેથી ઘણીવાર આવા બનાવો બનતા પણ તે પતિને ન જણાવતી. હમણાં પણ તેણે માત્ર સૌના કુશળ જ લખ્યા અને તેમની તબિયતના ખબર પણ પૂછાવ્યા હતા.

રસિકાએ કરેલા 'વચન પ્રહાર' ઇત્યાદિ રમેશને તેણે લખી જણાવ્યું. અને રમેશને પોતે પત્ર લખ્યો તેની વાત બીજા કોઇને ન કહી.

મિત્રના પત્રથી રમેશને પત્નિની બહુ દયા આવી, અને તેણે પિતા પર પત્ર લખ્યો તેમાં માત્ર 'ઘરમાં સંપ જાળવવા ઘટતું કરો ને ભાભીને મારાં બાને કહી શિખામણ આપો.' એટલું બીજા સમાચાર સાથે લખ્યું. જયશંકર હજી અમદાવાદથી આવ્યા નહોતા અને પત્ર ઉઘાડો હતો, એટલે સૌની સમક્ષ ઘરમાં સ્વાર્થદાસે પત્ર વાંચી સંભળાવ્યો. તેમાં રસિકા સંબંધે ને સંપ બાબતે લખેલું હોવાથી રસિકાને બહુ ગુસ્સો ચઢયો, રમા ઘરમાં બનતી બધી બિના રમેશને મુંબઇ લખી જણાવે છે, એમ સૌએ કલ્પના કરી રમાને સૌએ 'ચાડી કરનારી' કહી. રમાએ કહ્યું કે 'મેં તેમને એવું કશું લખ્યું નથી' પણ રમાની વાત માને કોણ? બિચારીને વિના ગુન્હે સૌએ ઠપકો દીધો. સ્વાર્થદાસે પણ રસિકાના ચડાવ્યાથી કંઇકંઇ કહ્યું. ગંગાએ ઠપકો આપતાં જણાવ્યું નાની વહુ! ત્યાં કાગળો લખો છો? અને શું આવુંજ લખો છો કે? ત્યાંએ બિચારાને ઘરની કુથલી જણાવી સુખે રહેવા દેતી નથી કે? ઇત્યાદિ પ્રકારે સૌએ અનેક કટુવચનો કહી રમાને પજવી.

બિચારી રમા, અચિંત્યો આ ઠપકો વગર ગુન્હે માથે

આવેલ ચાડીનું આળ અને સૌનાં કઠોર વચનો નમ્રપણે ખમી રહી.

ધન્ય ધન્ય રમા તારા જેવી રમણીઓથીજ અમારૂ હિંદ દીપી રહ્યું છે અને ગૌરવ ધરાવે છે

અહિં અમારે કહેવું પડે છે કે ઘણાં કુટુંબોમાં વહુઓ પર અત્યંત દુઃખ પડે છે. અને કોઈ ઘરમાં વહુનો પિયર પક્ષ ધનવાન ને સબળ હોય તો સાસરીયાનાં વહુ તરફથી અનેક દુઃખ સહેવાં પડે છે. આ બેમાંથી એકેય રીત ઠીક નથીજ.

નણંદ ભોજાઇ વચ્ચે, દેરાણી જેઠાણી વચ્ચે અને સાસુ વહુ વચ્ચે નિરંતર કંકાસ ને દ્વેષ ઘેર ઘેર બહુ ભાગે જોવામાં આવે છે. જ્યાંસુધી દરેકે દરેક કુટુંબમાંથી આવો કલહ નિકળે નહિ ત્યાં સુધી ખરૂં સુખ કોઈ ગૃહસ્થાશ્રમી મેળવી શકશે નહિ.

'પરમાત્મા સૌને સુબુદ્ધિ આપી, કલહનું મૂળ કાપી અમારા આર્ય સંસારમાં સૌ કુટુંબોને સુખ આપે' એવી અમારી પ્રભુ પ્રત્યે નમ્ર પ્રાર્થના છે. અસ્તુ! સુખમય જીવન ગાળવાને કુટુંબમાં સંપ જેવી બીજી એકે દવા નથી, અને બીજી અનેક પરિસ્થિતિ સાનુકુળ હોય પણ કુસંપ હોય તો એના જેવું બીજું ઝેર નથી.

× × × ×

જેઓએ મહાવિદ્યાલયની મોટી મોટી પરીક્ષાઓ આપી હશે તેઓ સૌ જાણુતાજ હશે કે પરીક્ષા આપ્યા પછી પરીણામ જાણવાને મન કેટલું બધું આતુર–તલ્પી–રહે છે.

એલ. એલ. બી.ની પરીક્ષાનું પરિણામ સાંભળ્યા બાદ રમેશને જે આનંદ થયો તે કોઈ રીતે વર્ણવી શકાય તેવો નહોતો.

'હવે શું કરવું ? ' એ સવાલ અત્યારના દરેક ભણેલાને પરીક્ષાઓ આપી આપીને પાસ થયા છતાંયે રહે છે જ. રમેશને પણ એજ સવાલ આવીને ઉભો રહ્યો. પત્નિને 'ઘરમાં પડતાં દુઃખથી' છોડવવા માટે તેણે અમદાવાદમાં રહી વકિલાત કરવાનો ઠરાવ કર્યો.

ઠરાવને અમલમાં મૂકવા, તે અમદાવાદમાં આવી રહ્યો. પણ છ મહિના સુધી તો તેણે કેવળ ઑફિસનું ભાડુંજ ભયા કર્યું. તેને જોઇએ તેવી આવક થઈ નહિ, એમ નહિ કિંતુ ખાધાખોરાકીનું ખર્ચ પણ માથે પડયું. અને તે માટે પિતાની પાસેથી આજીજી કરી થોડા રૂપીયા મંગાવવા પડયા. એ બાબતની રસિકા વગેરેને જાણ થતાં તેઓએ ત્યાં કકળાટ કરી મૂકયો. અને સ્વાર્થદાસના હાથથી ઠપકાનો પત્ર પણ રમેશના ઉપર લખાવ્યો.

આટલું ભણુવા છતાં કમાણી ન થઇ ને પરિણામમાં પૈસા માટે પિતા પાસે માગણી કરતાં તે મળ્યા ને પાછળથી

ઠપકોએ મળ્યો. આવું થતાં રમેશનું મગજ ફરી ગયું ને ધંધાપર ધિઃકાર છુટયો. તે દિવસે તેણે પોતાની ડાયરીમ ચીતર્યું:—

પાઇની નથી કમાણી,
ધંધામાં ધૂળ ધાણી.
વાંચ્યાં બહુ પોથાં થોથાં,
તોપણ આજે ગોથાં
એ વિચિત્ર કેવાં થોથાં.

આમ વકિલાતના ધંધાં ઉપર ને વાંચેલ ચોપડીઓ ઉપ કમાણી ન થતાં તિરસ્કાર વર્ષાવતો રમેશ બીજા કંઇ ધંધ તરફ મનને દોડાવવા લાગ્યો. કેટલાક વિચાર પછી તેણે ઇંગ્રેજી ગ્રંથો પરથી ગુજરાતી ભાષાંતર કરવાનું કામ હાથ લીધું પણ તેમાં 'ખોદવો ડુંગર ને કાઢવો ઉંદર' એવું થવ માંડયું. સારાંશ કે ઘણી મહેનતે માત્ર નજીવી પેદાશ થવા લાગી

'ધીરજનાં ફળ મીઠાં છે,' એ સુત્રને રોજ યા કરી ધીરજ રાખતાં, કેટલાક સારા કહેવાતા વકિલ મિત્રોને ધંધામાં ફાવી જવાની કેટલીક ચાવી બતાવતાં બીજા એકા વર્ષમાં રમેશનો વકિલાતનો ધંધો સારો ચાલવા માંડયો અને પછી તો તેની પ્રતિષ્ઠા વકિલ તરીકે ગુજરાત પ્રાન્તમાં નહિ પણ આખા મુંબઇ ઇલાકામાં વધી.

ઇશ્વરની કૃપા થાય ત્યારે સર્વ બાબત સાનુકુળ થાય છે.

× × × ×

પાંચ વર્ષ પસાર.

× × × ×

તે દર્મિયાનમાં જયશંકરની આંખ મિંચાઇ. નાના પુત્રને આબરૂદાર ને સુખી જોઈ તેણે મરતી વખતે સ્વાર્થદાસને કહ્યું મોટા ! રમા અને તેની વહુને તેં અને તારી વહુએ થઇને બહુ દુઃખ દીધું છે, પણ ભવિષ્યમાં હવે તમો બે ભાઈઓને કદાચ્ એકઠા રહેવાનો પ્રસંગ આવે તો તેમને (તું કે તારી વહુ એકેય) કનડશો નહિ." મરણપથારીએ સૂતેલા ડોસા જયશંકરનાં આ વચનો આપણે વાર્ત્તાના આગલા ભાગમાં પળાએલાં જોઇશું.

ડોસાના મરણ પછી બેજ અઠવાડીયે ડોસી પણ ગયાં. રમેશને રમા અમદાવાદથી માબાપના ઉત્તર કાર્ય પ્રસંગે આવ્યાં હતા આ વખતે કાંઈ જાણવા જેવી વઢવાડતો ન થઈ. પણ રમેશ અને રમાની ધન સંપત્તિ વધતી જતી જોઈ—નજરે જોઈ—પોતાની તેવી સ્થિતિ નહોવાથી સ્વાર્થદાસ અને રસિકા કંઇક અદેખાઇથી અંતઃકરણમાં દાઝવા લાગ્યાં

× × × ×

સત્યનગર સ્ટેટમાં ન્યાયાધીશની જગો ખાલી પડી હતી.

અમદાવાદના કમિશનર સાહેબ સાથે રમેશને એક બે

વાર મુલાકાત થઈ હતી અને ત્યાર પછી તો કમિશ્નર સાહેબ સાથે રમેશનો પ્રસંગ વધતોજ ગયો હતો. એક વકિલ તરીકેજ નહિ પણ તેના ઉંચા સદ ગુણોથી કમિશ્નર સાહેબને રમેશ માટે ઉંચો અભિપ્રાય બંધાયો હતો

કમિશ્નર સાહેબે, સત્યનગરના મહારાજા અમદાવાદ આવેલ ત્યારે રમેશને ન્યાયાધીશ તરીકે રાખી લેવા ભલામણ કરી હતી તે પરથી રમેશ સત્યનગરમાં ન્યાયાધીશ તરીકે રૂપિયા ત્રણસોના પગારથી નિમાયો.

× × × ×

સ્વાર્થદાસને નોકરીમાં કંઈક કસુર થવા બદલ ખાતા તરફથી બરતરફ કરવામાં આવ્યો. અને તે છેલ્લા છ મહિના થી રામનગરમાં નિરૂધમિ થઈ બેઠો.

પાંચ વર્ષ દર્મિયાન આટલા જાણવા જોગ બનાવો બની ગયા છે.

રમેશને સત્યનગરમાં ન્યાયાધીશ તરીકે નિમાયાને બે વર્ષ થયાં તેટલી મુદતમાં ન્યાયાધીશ તરીકેની તેની ખ્યાતિ સત્યનગર સ્ટેટમાંજ નહિ પણ સરકારી જીલ્લામાં અને આસપાસના ઘણાં ગામોમાં બહુજ ફેલાઈ રહી. હમણાંજ એક કેસમાં પ્રતિવાદિના લાભમાં ફેસલો થવા માટે પ્રતિવાદિયે જાતે પોતા તરફથી રૂપિયા સાત આઠ હજાર રોકડા આપવા માંડયા, પણ તે રકમ લેવાની રમેશે ચોકખી ના પાડી. અને એ વાત સત્યનગરના મહારાજાને કાને પણ ગઇ. પોતાના

ન્યાયાધીશની આવી ઉદારતવૃત્તિ અને સત્ય ઈન્સાફ કરવાની ટેક જોઇ તેને ( રમેશને ) એકદમ મહારાજાએ રૂા. દોઢસોનું પ્રમોશન આપી તેના ઉચ્ચ ગુણની કદર કરી.

× × × ×

સ્વાર્થદાસ નોકરી પરથી બરતરફ થયા પછી એકાદ બે ઠેકાણે વોન્ટેડ વાંચી અરજીઓ કરી ચૂકયો, મુંબઇ જવાના તરંગો કરી ચૂકયો પણ તેને કયાંઈ નોકરીનો પત્તો લાગ્યો નહિ. રમેશ સારી નોકરી અપાવે પણ સ્વાર્થદાસને પોતાનો નાનો ભાઈ નોકરી અપાવે તે લેવી તેમાં પોતાની ‘મોટાઈ ઓછી કરવા જેવું થશે’ એમ લાગતું હતું માટે રમેશના આગ્રહના પત્રો આવવા છતાં હજી સુધી સ્વાર્થદાસે તેને કંઇ ‘હા’ નો જવાબ દીધો ન હતો.

પતિની નોકરી જવાથી, પિતાના સટ્ટાના વ્યાપારમાં ખોટ આવવાના ચિંતાભારને લીધે તેમનો દેહાંત થવાથી; મોટા પુત્ર બિહારીએ પડોષણ ઉપર ખરાબ દષ્ટિ કરી અને તે, વાત જાહેર થતાં સૌનો પોતાપર અને પુત્ર પર તિરસ્કાર થવાથી રસિકાનો મદ હવે છેક શાન્ત થઇ ગયો હતો. તેમાં વળી રમેશની ચડતી જોઈ તેને પગારમાં બહુ મોટો વધારો થયો જાણી પોતે પોતાને દીન માનવા લાગી. અને એ રીતે પણ અભિમાન છેક ઘટી ગયું.

× × × ×

ઘણા પત્રો લખવા છતાં મોટાભાઈ નથી આવતા, તેમજ તેમના નોકરી મેળવવાના પ્રયાસમાં બીજે કયાંઇ નથી ફાવતા

જાણી રમેશે ફરી એકવાર વિનતિ પત્ર તેમને તેડાવવા લખ્યો, તેમાં "નોકરી ન કરવી હોયતો અહિં મારા સાથે રહેજો, પિતા માતાની હયાતિ નથી એટલે મારે તો તમે પિતાને ઠેકાણે ને મારાં ભાભી રસિકા 'બા' ને ઠેકાણે છે" ઈત્યાદિ નમ્ર વચનો ભાઇને તેડાવવા આગ્રહ સાથે લખી જણાવ્યાં રમા પણ 'મોટાભાઇપર' લખેલો પત્ર વાંચી ખુશી થઈ અને 'ભાઇ' આવે તો સારૂં એમ બોલી · રમાને બહુ દુઃખ દીધું હતું, માટે હવે તેમને ત્યાં જઈશ તો બહુજ દુઃખ આવશે, એવો વિચાર આવવા છતાં પતિ બે પૈસા કમાતા થાય એજ ઉદ્દેશથી અને આ ગામમાં (રામનગરમાં) હવે સૌની આંખે ચડયાથી રસિકા એ પણ (રમેશનો પત્ર આવ્યા પછી) સત્યનગર જવા પ્રયાણ કર્યું. પોતાના બે પુત્રો, અને રસિકા તથા સ્વાર્થદાસ સત્યનગરમાં આવીને રમા રમેશના ભેગાં (એક બંગલામાં) રહ્યાં.

મોટાભાઈને નોકરી નથી માટે તેને કે ભાભીને કોઈ રીતે ઓછું ન આવે એવું વર્તન રાખવા રમેશે પોતાની પત્નિને સૂચના આપી, અને રમા મોટી મન રાખી પતિના ઉપદેશ પ્રમાણે વતા જેઠ જેઠાણીને તથા તેમનાં છોકરાંને બહુ માન પૂર્વક બધી જાતની સગવડ કરી આપી પોતાને ત્યાં રાખ્યાં તેમને કોઇને અડચણ ન પડે તેવી વ્યવસ્થા તેણે કરેલી પતિના જોવામાં આવ્યાથી રમેશ પત્તિના આ ગુણથી વધુ આનંદ પામ્યો.

વ્હાલા વાચક! શ્રેષ્ઠ ગુણવાળાં અને સમદૃષ્ટિવાળાં સહનસીલ દંપતિ કેવાં હોયછે, તેનો આબેહુબ નમુનો રમા રમેશ છે. પોતાનાં ઉપર પહેલાં નિત્ય દુઃખ વરસાવનાર ઉપર પણ પોતે કેટલો બધો ભાવ બતાવે છે. જો! હજી તેમાં એક વધુ!

એકવાર રમેશ મોટાભાઈ સ્વાર્થદાસને નોકરી બાબતમાં કેટલીક માહિતી આપવાની હતી તે નમ્ર પણે જણાવતો હતો, તેવામાં નિશાળેથી મનુ આવ્યો, અને ભમરડો લઈ નાનુ સાથે 'કોણ વધારે વાર ભમરડાને ઊંઘાડી દે છે' તે સરત કરવા મંડયો, અને તેમાં પોતે વધારે હોશિયાર ગણાવા જોરથી ભમરડો (ફેરવવા) ફેંકયો, તે જમીનપર પડવાને બદલે સ્વાર્થદાસ સાથે ઉભેલા પોતાના કાકા રમેશચંદ્ર ને આંખ ઉપર વાગ્યો, રમા અને રસિકા બહાર ઓશરી આગળ ઊભાં હતાં, તેમણે 'સાહેબને વાગ્યું, સાહેબને વાગ્યું' એમ બોલતો નાથુ પટાવાળો દોડયો, તે જોયું અને બન્ને જણાં રમેશને કંઈ વાગ્યું છે એમ સમજી ગભરાટથી એકદમ ત્યાં જવા દોડયાં.

રામનગરમાં એકવાર પહેલાં સ્વાર્થદાસને એકવાર પથ્થરની પુતળી વાગેલ તે પરથી પોતે-રમા-રમેશને અનેક ગાળો દઇ પજવેલ, એ વાત અત્યારે રસિકાને યાદ આવી, અને આજ જરૂર હવે દેરાણી અને દિયર પોતાને ને પતિને કંઇ કંઇ સંભળાવશે એવી ધાસ્તી લાગી. પરંતુ તેમ ન બનતાં ઉલટું બન્યું. મનુને પોતાની ભૂલ માટે ગભરાઈ

ગએલો જોઇ રમેશે કહ્યું–' મનુ ! ગભરા નહિ. હવે ફરી વખત આવી ગાંડી રમત ન રમશો.' આટલુંજ માત્ર કહી દવા ચોપડાવી લઇ ભાઈ સાથે પાછો વાતોમાં પડયો.

રમાએ પણ પતિને વાગ્યા છતાં 'હશે' 'હશે' હોય બાળક છે' એમ બોલી તે વાત ફરી સંભારી નહિ. આથી જેઠ–જેઠાણી તેમના આ ક્ષમાના ગુણ માટે બહુ આભારી બન્યાં.

અહા ! ધન્ય છે રમા તને ધન્ય છે, અને રમેશ !!! અરે રમા અને રમેશ જેવાં જોડાં અમારા આર્યસંસારમાં ઘેરઘેર હોય તો કેવું સારૂં !!!

× × × ×

આકાશમાં પૂર્ણીમાનો ચંદ્ર ખીલી રહ્યો છે, રમેશ ભુવનમાં હિંડોળા રૂપ આકાશમાં રમાનો મુખરૂપ ચંદ્ર ખીલી રહ્યો છે. આકાશના ચંદ્રમાં કાળાશ છે. રમાના મુખ રૂપ ચંદ્રમાં તે કાળાશ નથી પતિ ભક્તિની ઉજ્જવળતા છે !!!

—: તેમનો વાર્ત્તા વિનોદ શરૂ થયો:—

પતિ– રમા ! ભાઇ અને ભાભીને તું સાચવે છે કે ? તેમનુ મન કોઇ રીતે દુભાવતી નથીના ?

પત્નિ–વ્હાલા ! તે તમારા હૃદયનેજ પૂછો.

પતિ–પ્રિયે ! મારા જીવનને સુખી કરનાર તુંજ છો. મારે કંઈક પૈસો છે, સત્તા છે, અને તારે લીધે બધા સુખ કરતાં ઉત્તમ એવું સંપનુ પણ સુખ છે. હજારો અને કરોડો રૂપિયાના માલેકો, સર્વ સત્તાધારીઓ પણ ગૃહકલહના કારમાં

દુઃખે દુઃખીજ હોય છે, જયારે હું તારા સોજીલા સ્વભાવથી પ્રભુ કૃપાથી અને વડિલોનાં પુન્યથી સર્વ રીતે સુખી છું.

પત્નિ–વ્હાલા ! એતો તમારૂં સદભાગ્ય

પતિ–ના. મારા પ્રાણેશ્વરી એતો વડિલોનાં પુન્ય અને પ્રભુનીજ કૃપા.

પત્નિ–જેમ ગણો તેમ, મારા સૌભાગ્યચંદ્ર !! આપ કહો તે મારે સોળઆની !

પતિ–પ્રસંગ જોઈ તને એક સૂચના કરૂં ?

પત્નિ–અવશ્ય ! સૂચના નહિ આજ્ઞા !

પતિ–બપોરના ફાલતુ વખતમાં તમે બધાં શું કરતાં હશો ?

પત્નિ–વાતો ગપાટા–નિર્દોષ આનંદ બીજું શું ?

પતિ–કવચિત્ નિંદા કુથલીંપણુખરી રમા હસી પડી

રમેશે કહ્યુઃ—ભલે, ત્યારે જૂઓ, તેવે ( અવકાશને ) સમયે ગામમાંની અણઘડ સામાન્ય કેળવણી પામેલી સ્ત્રીઓને અહીં બોલાવી ન શકો ?

પત્નિ–અને પછી શું કરવું ?

પતિ–' હું જે પુસ્તકો આપું, તે તેમને વંચાવવાં. જે જે સાધારણ ઉદ્યોગો બતાવું તેથી તેમને વાકેફ કરવાં. એમ કર્યાથી તેમનું જીવન સુખી થશે. તેઓ કુટુંબમાં કમાનાર વ્યકિતઓના હાથ વધારે મજબુત બનાવશે, ગુજરાતને સુખી કરશે. પ્રથમ તો આ ભામિની ભુષણ પ્રવચન શરૂ કરજો.

રમાએ ધ્યાનપૂર્વક પતિની આ વાત સાંભળીને તે મુજબ કરવા ઉત્સાહભેર તે તત્પર થઇ.

વ્હાલા વાચક ! અમારી ટુંકી વાર્તા અહીં ખતમ થાય છે, તું સ્ત્રી હોય કે પુરૂષ હોય વા બાળક વૃદ્ધ કે જુવાન હોય પણ વિચાર કરી જોશે તો જણાશે કે સર્વ સુખનું મૂળ સંપ છે. અને સંપ વિના કરોડોની મિલકતનું સુખ પણ રદ છે !

એવા સંપવાળા કુટુંબમાં તારો નિવાસ કરી જોજે, અને સંપની મિઠાશ ચાખજે, બીજી રીતે કહું તો તારૂં કુટુંબ જેવી તેવી બાબતોને લક્ષમાં લઈ કજીયા-કલહ કરતું હોય તો તેને રમા-રમેશની માફક સહનશક્તિ-રાખવાનું શીખવો સંપનો સુખકારક સ્વાદ ચાખવા ભાગ્યશાળી બનજે.

× × × ×

રમેશના ઘરના પરિચિત અને જાણીતા અન્ય માણસો આ કુટુંબનો સંપ જોઈ ઘણી તારિફ કરે છે. અને સર સ્વતિચંદ્રમાં વિદ્યાચતુર પ્રધાનની સ્ત્રી ગુણસુંદરી જેવાંજ, અહિંના ન્યાયાધીશ મિ. રમેશચંદ્રના પુનિત પત્નિ રમાગવરી ડાહ્યાં ને સમજુ લોકોમાં મનાય છે.

બિહારીને મનુ તથા બુચીને નાનો સૌ ધ્યાન પૂર્વક અભ્યાસ કરે છે તેમના માટે બે શિક્ષકો ઘેર ટયુશન આપવા રાખ્યા છે.

મહારાજાને જાણ થતાં સ્વાર્થદાસને પણ રૂપિયા સાઠના પગારથી પોતાના 'ખાનગીખાતા'માં જગા આપે છે.

× × × ×

બન્ન ભાઇઓનું કુટુંબ ભેગુ રહે છે. રસિકા, પોતાની દેરાણીનો વિનય અને દિયરની સાદાઈ જોઈ તે બન્નેનાં 'રમા રમેશ'નાં અહનિશ વખાણ કરે છે.

રમા રમેશ જેવાં ગુણીયલ દંપતિ હિંદમાં ઘેર ઘેર થાઓ.

શાન્તિ: શાન્તિ: શાન્તિ:

# નિવેદન.

---

જૈન સમાજના સામાન્ય વર્ગનો મોટો ભાગ કેવળ ઉપદેશમય લેખો કરતાં વાર્તા વાંચવાનું વધુ પસંદ કરે છે. માટે ઉપદેશને વાર્તાના રસમાં ગુંથી, વાચક વર્ગ સમક્ષ મૂકવામાં આવે, તો એ વધારે રૂચીકર થાય, અને વાચક પોતાની શકિત પ્રમાણે તેમાંથી સાર ગ્રહણ કરે, તેથી જનસમાજના મોટા વર્ગ પર તેની સારી અસર થાય. આમ ધારીને ટૂંકી ટૂંકી વાર્તાઓ લખી સમાજની થોડે ઘણે અંશે સેવા બજાવવી એવો અમારો વિચાર લાંબા વખતથી હતો.

હાલમાં પરમાત્માની કૃપાથી, અમો ' સુબોધક વાર્તામાળા 'નું પ્રથમ પુષ્પ ' આદર્શ-દંપતિ ' વાચક વર્ગના કર કમલમાં મૂકવા ભાગ્યશાળી થઇએ છીએ.

સ્ત્રી કે પુરૂષ-બાળક, યુવાન અથવા વૃદ્ધ સર્વેને ઉપયોગી થઈ પડે તેવી, સંસારમાં રહેનારને પગલે પગલે સુપથે દોરનારી એવી ન્હાની ન્હાની પણ સામટી વાર્તાઓ બહાર પાડવાનો હજુ અમારો ઇરાદો છે, પ્રસંગ પ્રાપ્ત થયે, અમલમાં મુકીશું. ભવિષ્યના વાર્તા સંબંધે વાચક વર્ગ તરફથી જે જે સુચનાઓ કરવામાં આવશે તે ઉપર સંપૂર્ણ વિચાર કરીશું.

લી૦ કર્તા.